શ્રી આર્ય નૈતિક નાટક સમાજ



# કોમીક-સીનો




છપાવી પ્રસિદ્ધ કરનાર

શાહ નકુભાઈ [illegible]

માલેક. શ્રી આર્ય નૈતિક નાટક સમાજ

તારદેવ--બાટલીવાળા ગ્રાંડ થીએટર—મુંબઈ.





છાપ્યું તા. ૬--૮--૧૮, મુંબઈ.





વૈદ્ય ભગવાનલાલ ત્રીભુવને છાપ્યું.

ઠેકાણું:-સુબોધિની પ્રેસ, ૭૫ બજારગેટ કોટ મુંબઈ.

# અંક ૧ લો.

—–:o:—–

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—માંડણનું ઘર.

**પાત્રો**—મોંઘી. માંડણ અને પટ્ટાવાળો.

**મોંઘી**— ગાયન.

જીંદગીમાં જુવાની છે સુખ દેનારી
જો સુખથી ના ભોગવો તો જીંદગી ખારી
બુદ્ધિ મળે નહિ સ્વામીમાં એ જાતનાજ હજામ છે
સુખ કયાં જઇ શોધવું ધાસ્તી ભરેલું કામ છે.

ગમાણ ધણીને પરણનારીની તે કંઇ જીંદગી છે? ન સંસારની મજા આવે કે ન હરીને ઠામ બેસવાની ઘડી આવે. આઠે પ્હોર હૈયા હોળીનીજ ધમાલ. આજ કહેશે દરબારમાં છે કામ, તો કાલ કહેશે જવું છે ગામ. પરમ દિવસ કહેશે સ્મશાનમાં જવાનું છે, તો પેલે દિવસ કહેશે જાનમાં જવાનું છે. આ તે કાંઇ આરામ છે?

**માંડણ**—( પ્રવેશી ) ધાસ્તી ભરેલું કામ છે. ભાઇઓ! હું તમને એમ પુછું છું કે શું સંસાર આનું નામ છે?

"સંસારમાં કાચી ઘડી ના મળેલો આરામ છે
આ રાંડને સંભાળવી ધાસ્તી ભરેલું કામ છે."

**મોંઘી**—પુરૂષો સ્ત્રીઓનું કહ્યું કેમ ન કરે? કરવુંજ જોઇએ. મેં એને વશ કરવાના ઘણા ઘણા ઉપાયો કર્યા પણ મારૂં હજી સુધી કાંઇ ન વળ્યું. આજે છેલ્લો ઉપાય અજમાવું. એ કહે તેથી બધું કામ આડું અવળું કરીને એને ત્રાસ આપીનેજ ઠેકાણે લાવું. પુરૂષો સ્ત્રીઓનું કહ્યું ન કરે તો જાય કયાં?

"કિંમત પુરૂષની નાર પાસે માત્ર ફુટી બદામ છે
નર નારી વશ જો ના રહે ધાસ્તી ભરેલું કામ છે

સુધરેલ સ્ત્રીઓ સમજતી કે પુરૂષ સર્વ ગુલામ છે
એ ભાવનાને વશ થએલું જગત આજ તમામ છે".

**માંડણ**—લ્યો સાંભળો, ભાઇઓ ! જોઇ સ્ત્રીઓની સરદારી-આફ્ત. આફ્તનીજ વારી સ્ત્રીઓ દેવ અને પુરૂષો પુંજારી મરદ એ સહુ માંકડાને મહિલા બને મદારી.

'જ્યાં જ્યાં જુઓ ત્યાં ત્યાં બધે આવુંજ બસ તોફાન છે,
સંસારમાં સ્ત્રીઓ તણું ધાસ્તી ભરેલું કામ છે.
વેર આડે લાકડે આડો કરૂં એ ધ્યાન છે,
સીધી કરૂં જો વાત તો ધાસ્તી ભરેલું કામ છે."

ઠીકજ થયું કે એના વિચાર આપણા સાંભળયામાં આવ્યા. મને વશ કરવા એ હું કહીશ તેનાથી આડું કામ કરશે. ત્યારે આપણે ? બીજું શું ? આપણે જે કામ કરવું હોય તેનાથી બધી ઉલટી વાત કરવી કે ધારેલું કામ તૈયાર.

**મોંઘી**—બે દિવસનો વાયદો આપીને ગયા છે ને આજ ચાર દિવસ થઇ ગયા છતાં પત્તોજ નહિં. એના મનમાં તો મારી કંઇજ કિંમત નથી. પણ એ નથી જાણતા કે હવે હું પ્હેલાના જેવી મુરખ નથી. એ મારી દરકાર નહિં કરે તો પછી હું પણ કયાં એની શરમ રાખું એવી છું ?

**માંડણ**—લ્યો છે ને ખાનદાનીનો નમુનો.

"વ્હાણ ચકડોળે ચડયું ને પવનનું તોફાન છે
ચેનચાળા કહે છે ધાસ્તી ભરેલું કામ છે."

**મોંઘી**—બસ જો આજે ન આવે તો પછી ઘરને તાળું મારીને પીઅર ચાલ્યા જવું. ત્યાં ગયા પછી છૂટા છેડાનો એક કાગળ લખી નાંખ્યો કે માધવીઓ મુઓ ને ગોદડી પરવારી.

**માંડણ**—હેં ? ગજબ આગળ વધી.

"એ જાય તો ઘર આપણું બસ સફાચટ મેદાન છે
જો કરે છેડા છૂટા તો ધાસ્તી ભરેલું કામ છે."

કાં મોંઘી ? સોંઘાં છોકે મોંઘાં ?

**મોંઘી**—તમે તમારી વાત જાણ્યા જો મને બોલાવી તો. આવ્યા ત્યાંથી દેખાણા.

**માંડણ**—પણ છે કેમ ?

**મોંઘી**—તો શું ! બે દિવસનો વાયદો ને ચાર દિવસ રોકાવું એ ક્યાંનો કાયદો, યદ રાખો કે તમારી આ ટેવથી તમને થશે બહુજ ગેરફાયદો આડા ચાલશો તો પછી આપણો ને તમારો માર્ગ થશે ઇલાહીદો.

**માંડણ**—પણ તને ખબર તો છે કે ગામ ગયું સુતું જાગે. ચાર દિવસ મોડું પણ થઇ જાય. કામ થઇ રહે ત્યારે અવાય ના ? મુસાફરી કરવી એમાં કાંઇ આપણું ધાર્યું રહે છે ?

"નથી ઘર માશી અગર મામાતણું, પરગામ છે
મુસાફરી કરવી બહુ ધાસ્તી ભરેલું કામ છે."

**મોંઘી**—તે મુસાફરીમાં તમે શું વાઘ મારવા રોકાયા હતા ?

**માંડણ**—(સ્વ.) વાઘે નથી માર્યો ને કુતરૂંએ નથી માર્યું પણ એક વધામણીની વાત છે.

**મોંઘી**—વળી શી મ્હોંકાણ માંડી આવ્યા છો ?

**માંડણ**—મારી ખુશામતથી રાજા રંગમાં આવી ગયા ને મને તો ખાસ કારભારી બનાવ્યો કારભારી.

"આજથી જુદાજ રંગે આપણો દમામ છે,
શત્રુઓ કહેશે બધા ધાસ્તી ભરેલું કામ છે."

**મોંઘી**—શું તમે કારભારી થઇ આવ્યા ? હાય હાય હાય આ બળતરા કોને કહું. વશ કરવા જતાં મારે વશ થવું પડશે. આજથી વધાઇ દેવા રોજ ગાડાં ભરીને મ્હેમાન ખડકાશે ને મારો તો રાંધી રાંધીનેય જીવ જાશે.

**માંડણ**—કાં કારભારીનાં કારભારણ હવે તો તમે બમણાં મોંઘાં થયાં."

"બા કહી બોલાવનારૂં હવે તમને ગામ છે.

**મોંઘી**— આ કારભારામાં બહુ ધાસ્તી ભરેલું કામ છે"

રાજાના કારભારીઓનાં તો કમોતે મોત થાય છે માટે અમારે એવું કારભારૂં નથી જોઇતું.

**માંડણ**—(સ્વ.) ભુલ્યો, ભુલ્યો, વાત ફેરવવા દે, નહિંતર બાજી બગડી સમજવી.

"સળગશે ઝઘડો અને બળનાર સૌ આરામ છે,
છેડવી આ જોગણી ધાસ્તી ભરેલું કામછે."

હાં મેં પણું એમ ધારીનેજ ના પાડી વળી આપણે હજામને તે કારભાર શોભે ?

"કારભારી થવામાં બુરૂં સદા પારણામ છે,
સંભાળવી રૈયત બધી ધાસ્તી ભરેલું કામ છે."

**મોંઘી**—શું તમે ના પણ પાડી કે ? અરે રામ ! આનામાં બુદ્ધિ તે ક્યારે આવશે ? રાજાએ કારભારી પદ આપ્યું ને તમે ના પાડી ? સુખ ચાલી ચલાવીને આંગણે આવ્યું ને તમે તેને ઠોકર મારી ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે તમે મોઢું ધોવા ગયા ?

અરેરે આ ભાઇડામાં તે અક્કલનો છાંટોય ક્યાં બળ્યો છે ? હે ભગવાન ! આવો ધણી તે મારે પાને ક્યાંથી પડ્યો ?

**માંડણ**—હે ભગવાન ! હું પણ એજ કહું છું કે આ દુનિયાંનો સડો મારે નસીબે ક્યાંથી જડ્યો ?

**મોંઘી**—હે પ્રભુ ! મારો છૂટકો કર.

**માંડણ**—હે હનમાન ! મારી અરજને કાને ધર ને આનામાં સદ્‌-બુદ્ધિ ભર. શું મારૂં ધાર્યું કંઇજ ન થાય ?

**મોંઘી**—ના ના નહિં. એક વખત નહિં ને સાડીસત્તર વખત નહિં. તમારા વખત ગયા હવે અમારી વારી છે.

**માંડણ**—શું કહો છો ? અરે કોઇ મને ખાલી કુવો દેખાડો કે હું ડુબી મરૂં. માટે અરે કોઈ મખમલનું નરમ ગાદલું તો આપો કે હું માથાં પટકીને જીવ આપું કોઇ સાકરનો કટકો તો આપો કે કરડીને આપઘાત કરૂં.

"આ રાંડ તેમજ ઝુંપડાને અંતનાજ સલામ છે
જીવવું આ જગતમાં ધાસ્તી ભરેલું કામ છે."

**મોંઘી**—શું કહ્યું ? જગતથી કંટાળી ગયા છો ? આપઘાત કરવો છે ! મરવું છે ? રહેવા દ્યો રહેવા, હું તમને અહિં સુધી ઓળખું છું હો. તમે કાંઇ મરી જાઓ એવા ભોળા નથી હો કે. અને કદાચ મરો તો ચીંતા શી છે ? નાતરી આ નાતમાં તો એક ઘર ભાંગ્યું કે બીજું તૈયાર.

**માંડણ**—ભયંકર સંસાર-મોંકાણના સમાચાર.

"અવળચંડી બાઇડી તેં જોઈ લ્યો આ નાર છે
હું કહું વડ એ કહે થડ ભયંકર વ્હેવાર છે."

**મોંઘી**—ભયંકર વ્હેવાર હો કે સડેલો સંસાર હો પણ તમારે મારૂં કહ્યું કરવુંજ પડશે અને પહેલા હુકમમાં તમારે કારભારી બનવુંજ પડશે.

**માંડણ**—મારે નથી બનવું.

**મોંઘી**—મારે બનાવવા છે. ને જો નહિં બનો તો હું ચાલી જઇશ.

**માંડણ**—વારૂ કબુલ છે. (સ્વ.) કહેવત છે કે પુત્રનાં લક્ષણ તો પારણામાંથીજ જણાય. આ કોઇક વખત ચાલી પણ જાય પણ જો ઘરમાં હાથ મારીને વટાણા માપી જાય તો યાર આપણા તો બાર વાગી જાય. માટે દરદાગીના હાથ કરવા દે. હા પણ સીધી રીતે કુંચી માગીશ તો નહિં આપે.

"પટારામાં માલ મીલ્કત ભરેલી તમામ છે
રાખવી એની કને ધાસ્તી ભરેલું કામ છે."

**મોંઘી**—કાં મનમાં પરણીને મનમાં શું રાંડો છો? કહો વિચારનો મોરચો કયાં માંડો છે?

**માંડણ**—વિચારતો એ કે વખત બારીક છે માટે તારે પટારાની ચાવી ઘડીએ રેઢી ન રાખવી. હમેશાં પાસેજ રાખવી

**મોંઘી**—મારી રાખે છે બલા. હું જોખમ શું કામ રાખ? ગરજ હોય તો રાખજો કુંચી ને સાંભળજો.

**માંડણ**—ઉહુંહુંહું તું તો ભારે આડી. પાછી જોજે અત્યારેજ આપી દેતી નહિ.

**મોંઘી**—અરે અખાત્રીજનો તે ઉધારો હોય? અત્યારેજ લઇ લ્યો. આ લાવી. (લેવા જાય)

**માંડણ**—જોયું આમ સંસાર ચલાવાય.

"હોય જંગલ તો કહેવું શું રૂપાળું ગામ છે
સીધી કરી જો વાત તો ધાસ્તી ભરેલું કામ છે."

હવે દાગીના કઢાવવાની કળા અજમાવીએ.

દુનિયાં કહે છે મુર્ખ જાતી સદાની હજામ છે
પણ જોઇ લ્યો કે અમારૂં ધાસ્તી ભરેલું કામ છે.'

**મોંઘી**—(આવીને) લ્યો તમારી કુંચી.

**માંડણુ**—(સ્વ) એક બાજી તો બરાબર ઉતરી. (પ્ર.) એતો ઠીક પણ મોંઘી હવે તું કારભારીની બાયડી થઇ માટે દાગીના ખુબ પહેરજે.

**મોંઘી**—મને તમારા દાગીનાતો બીલકુલ પસંદ નથી તે હું નહિં પહેરૂં.

**માંડણુ**—પણ હવે કાચની બંગડીઓ ન પહેરાય!

**મોંઘી**—ના તે જોખમવાળી કોઇપણ ચીજ મ્હારે ન જોઇએ. શું બંગડી પહેરવાથી નાના બાપનાં થઈ જઇએ! મારે તમારાં ઘરેણાંમાં શું ફુળો મુકવો છે? લ્યો. (ઉતારી આપે)

**માંડણુ**—( સ્વ ) કેમ પરણેલા જુવાનો સંસાર ચલાવવાની રીત સમજ્યા કે?

' નમુનો અક્કલ તણો આનુંજ નામ છે
આડાં થતાં ઉભું થતું ધાસ્તી ભરેલું કામ છે.''

આજ તો તેં ભારે કરી. માથેથી જોખમ તમામ કાઢી નાખ્યું (જાય)

**મોંઘી**—કેવા નરમ ઘેંશ જેવા થઈ ગયા છે. હજી પણ આથી વધારે દમ બતાવીશ એટલે પાછળથી મ્હારી હા એ હાજ કરાવીશ. ( બુમ મારીને ) એ-ત્યાં શું કરો છો, આમ આવો આમ.

**માંડણુ**—કેમ શું કામ છે?

**મોંઘી**--ત્યાં શું માખીઓ મારો છો? અહિં મારી પાસે બેસો. કંઇ વાતચીત કરો. સ્ત્રી પુરૂષનો વ્હેવાર સમજો છો કે નહિં? બેસો.

**માંડણુ**—નહિં. મુસાફરીમાં ગાડીમાં બેસી બેસીને બહુ થાકી ગયો છું એટલે હવે ઘડીક ફરવાની ઇચ્છા થાય છે.

**મોંઘી**—તમારે બેસવુંજ પડશે.

**માંડણુ**—નહિં બની શકે.

**મોંઘી**—અરે કહું છું કે બેસી જાઓ. ( ફરજીઆત બેસારે છે. ને પોતે પણ બેસી જાય છે ) કાં? કેવું મારૂં કહ્યું કરવું પડે છે.

**માંડણુ**—તારૂં કહ્યું તો કરવુંજ પડેના? તારૂં માન રાખવા બેસી તો ગયો પણ જોજે હવે મહેરબાની કરી પગ ન દબાવીશ.

**મોંઘી**—સ્ત્રીઓએ સ્વામીની સેવા કરવીજ જોઇએ. હું તો જરૂર પગ દબાવીશ. ( માંડણુ ના ના કહેતો જાય છે, મોંઘી પગ દાબે છે. )

**માંડણ**—બસ ફક્ત જમણો એકજ દાબજે (ડાબો પગ દબાવે) ઘડીક ડાબો-જમણો ડાબો. જમણો. (બોલે તેથી વિરૂદ્ધ કામ કરે માંડણ મોંઘી ન જાણે તેમ હસે છે.)

**પટ્ટાવાળો**—(નેપથ્યે) કારભારી સાહેબ ઘરમા છે કે?

**મોંઘી**—એ કોણ હશે એ.

**માંડણ**—સીપાઇ પોશાક લઇને આવ્યો હશે પણ આપણે એ પોશાક નથી જોઇતો. જા પરબાર્યો પાછો મોકલ.

**મોંઘી**—એમ તે થાય? પોશાક ન લઇએ તો રાજાનું અપમાન કર્યું કહેવાય? વળી આવનારને આંગણેથી પાછો વળાય કે? હું-અ-અક્કલજ નથી. (અંદર જાય છે).

**માંડણ**—ચાલો એ પણ ઠીક થયું. પહેલાં કહ્યું હોત કે એને અંદર બોલાવ તો જરૂર એ એને પાછો મોકલત. (મોંઘી તથા પટ્ટાવાળો આવે છે).

**મોંઘી**—આવો ભાઇ આવો.

**માંડણ**—મોંઘી એ પોશાક લેવાની મારી બીલકુલ મરજી નથી.

**મોંઘી**—તમે શું સમજો એમાં? રાજાની ભેટ તો માથે ચડાવવી જોઇએ. (ભેટ લઇ અંદર જાય)

**પટ્ટાવાળો**—કારભારી સાહેબ તમે પોશાકની ના કેમ પાડી?

**માંડણ**—ભાઇ તું એમાં ન સમજ.

"ધાટ ઘરનો રોજનો ચાલ્યો જતો સૌ આમ છે
વાત છે ગંભીર એ ધાસ્તી ભરેલું કામ છે."

પટ્ટાવાલો—એવું તે કેવું કામ છે? જરા મને તો સમજાવો.

**માંડણ**—મોંઘી! એ મોંઘી! આ આપણો ઘરનો માણસ છે. વળી પોશાક લાવ્યો છે માટે એને કાંઇ ઇનામ આપવું જોઇએ. આમ ખુલ્લી રીતે ઝાડુ ન મરાય.

**મોંઘી**—અરરર મોંઘી મોંઘી કહીને નામ દઇને બોલાવે છે ને મને હલકી પાડે છે આવાને તો ઝાડુ નહિં પણ સાંબેલાથી પીટાય. (જાય)

**પટ્ટાવાળો**—એ શું લેવા ગયાં?

માંડણ—મુશળ લેવા ગયાં સમજો કે તમારાં વરસ હવે પુરાંજ થયાં "સમજ આપી તને સાચી"

પટાવાળો—બાપુ રામ રામ છે.

માંડણ— રોકાઇશ ઝાઝું તો હવે ધાસ્તી ભરેલું કામ છે.

મોંઘી—( સાંબેલું લઇ આવી ) આવા ને આવા. જ્યારે જુઓ ત્યારે લાગ્યા ને લાગ્યા—

પટાવાળો—ભાગ બાપ ભાગ નહિ તો સમજ હાડકા ભાંગ્યા ! ( મોંઘી મારવા દોડે. પેલો ન્હાસી જાય. સાંબેલું મુકીને આ લે )

માંડણ—આ શું કર્યું તેં ? બસ હું તો હવે તદન કંટાળી ગયો. તારા તોફાનથી હૃદયમાં આનંદને બદલે શોક પેદા થયો.

મોંઘી—શોક કરે મારા શત્રુઓ, આપણે તો આજ આનંદનો દિવસ કહેવાય.

માંડણ—બહુ હરખાઇશ નહિં.

મોંઘી—કેમ ન હરખાઉં ? ( હસી પડે ) ઘેર કારભારૂં આવ્યું ને કેમ રાજી ન થાઉં ? ( ખભે હાથ મુકે )

માંડણ—છેટી રહે. હરખઘેલી થઇને ભેટી પડતી નહિં

મોંઘી—(ભેટે છે )

માંડણ—જોજે ગીત ગાતી નહિં.



# અંક બીજો.

———:o:———

## પ્રવેશ.

સ્થળ ધર્મશાળા.

પાત્રો.

ગાયન.

માંડણ—કારભારૂં ગયું વીશગામ ગોથે ચડયાં, અને ભોંયમાંથી બાલાં નીકળી પડયાં.

પૂંછડું દાબી છુટયા નાશી, હવે આ વાટમાં,
આ કુતરો ધોબીતણો ના વાટમાં કે ઘાટમાં;
અજળ ખુટયું કીસ્મત રૂઠયું ખુટી ગયેલી હામ છે,
અધવચ રહ્યા લટકી બહુ ધાસ્તી ભરેલું કામ છે.

મોંઘી—પણ આમ મરદ જેવા મરદ થઇ સમણા ફુટ હીંમત ખુટ જડભરત શાના થઇ ગયા.

હીંમત ધરો સાહસ કરો ડરપર હરો ધંધે ચડો,
વિધાત્રા સાથે કમર બાંધી ફરી વ્હાલા લડો;

માંડણ—અરેરે આ ગળીયા બળદ જેવા નશીબને ચાનકનો ચાબકો કોણ મારે.

બાજી ગઇ બગડી હવેના હાથ માંહી આવશે,
આબરૂ ઘોડે ચડી ગઇ ગધેડું ના લાવશે;
ઝેર ખાવા પાઇ પાસે હોય તો હરામ છે,
પહેલાં થકી જાસ્તી હવે ધાસ્તી ભરેલું કામ છે.

મોંઘી—તે થોડા ઉપાડા લેવા હતા ને.

કારભારી થતાં આંખો ચાર રાખીને ફર્યા,
લડતાં જગત સાથે જરાએ કોઇથી છો કયાં ડર્યાં.

માંડણ—મોંઘી આ બારીક વખતે આવી સમણા ઠીક ફવી ઠીક નથી.

તારા અત્યારે બોલ મારે દુઃખ ઉપર ડામ છે,
બંધ થા નહીં તો પછી ધારતી ભરેલું કામ છે.

લેખક—(પ્ર) છ છ મહીનાનો હજામત ચડી પણ હજામ ન જડયો અરે પ્રભુ તારા રાજ્યમાં હજામનો શું દુકાળ પડયો, મોકલ પ્રભુ મોકલ કોઇ સારો નહીં તો પાડા મુંડનાર પણ ભેટાડ.

માંડણ—પ્રિયતમ મનોરમા આ માણુસની હજામત કરીએ તો એક બે આના પામીએ પણ આપણે વીચાર નથી.

મોંઘી—નહીં' જાઓ એની હજામત કરો.

માંડણ—વારૂ ! અરે ગૃહસ્થ આપ જેને માગો છો તે હું જ છું.

જો અસ્તરો હોયે તમારી પાસ તો તૈયાર છું.
ઝપાટામાં સપાટામાં લપેટા લેનાર છું;

લેખક—વારૂ પણ તારો હાથ સુંવાળો છેને ?

માંડણ...હા મહેરબાન !

હાથની ના વાત પુછો વાત એક માલ છે,
દુસ્મન તમારા શીશનો શત્રુ અમારા વાળ છે;

લેખક—વારૂ ચાલ શરૂ કર અસ્તરો લાવું છું;

માંડણ—મોંઘી ખાનાર પીનારને પ્રભુ દેનાર.

જો ધર્મશાળામાં પ્રભુએ પાઠવ્યો આ શખ્સને,
સાચવી લીધો પ્રભુએ સખ્ત બુરા વખ્તને;

લેખક...સબુર જરા સબુર મારૂં મન વિચારોને જન્મ આપે છે.

માંડણ--શું કહવું !

લેખક...મને કવિતાની ધુન ચડી છે ઉભો રહે .

છે ગધેડું તે ગધેડું તે ગધેડું ઘોડું નહીં,
તો તે ગધેડાની કદી પાછળ બહુ દોડું નહીં;

માંડણ—વાહ કવીરાજ વાહ તમે તો શીઘ્ર કવી નીકળ્યા.

ભવભુતી ઉલુક કાળીદાસમાં તમ નામ છે;
કાવ્ય શકિતનું બહુ ધારતી ભરેલું કામ છે.

લેખક—કેમ મારી કાવ્ય બુધ્ધી માટે તારો શું મત છે.

માંડણ—મારો મત એ છે કે ખોટું ન લગાડતા હું. પણ મારો મત એ છે કે,

નકામો કાવ્ય શક્તિમાં ન બાપાં મગજ ખાલી કર,
અમુલું રત્ન છે આ જીંદગી ના પાયમાલી કર;
મળે ના કાંઇ ધંધો તો હજામત કર હમાલી કર,
છતા એ ના ભરાએ પેટ તો આખર દલાલી કર

લેખક—કઠોર શબ્દ પણ કવીના સંસ્કાર તું કોણ છે શું છે. કઇ વ્યકતીછે શેની ભકતી છે કેટલી શક્તી છે ઉતર આપ કયું ગામ છે શું નામ છે કયાં મુકામ છે.

માંડણ—તો સાંભળ ભાઇ હું અત્યારે નશીબયોગે આ સ્થીતીમાં છું. બાકી એક વખત કારભારી હતો કારભારી હે કવીના કુળ દીપક હે વિદ્વાનના પુંછડા હે લેખકના લફરા હું એક વેળાએ હતો કે તારા જેવા હજારો ગુલઠા મારી સાથે વાત કરવા ટળવળતા હતા.

તડકા અને છાંયા બતાવે જગત એનું નામ છે.
આરામ આજે કાલનો ધાસ્તી ભરેલું કામ છે.

લેખક-તમારી હજામની એજ મોકાણને કે જરા સારા માણુસની દાઢી હાથ આવી કે ફુલાઇ જવું વાયડા થવું.

માંડણ-એટલુ શું મારા કહેવામાં શંકા છે મારી સાથે દગો. ઓ દગલબાજ મારી વાતમાં શંકા લાવનાર જાજા હુ તારી અરધી હજામત છોડી દઉં છું. સંબંધ તોડી દઉં છું જા તું તરૂં ફોડ હું મારૂં ફોડી લઉં છું.

જયાં હૃદય છેના એક ત્યાંના ઐકયતાનું નામ છે
દુશ્મન હૃદય સાથે પડે ધાસ્તી ભરેલું કામ છે.

લેખક—એમ. અરે નોકર.

નોકર– (પ્ર) જી.

લેખક-બીજો હજામ લાવ.

નોકર-જેવી મરજી.

માંડણ-દીકરા મારા હજામ કયો હજામત કરે છે તે જોઉં છું.

હજામ-(પ્ર) કાં ભાઇ કોની હજામત છે. આમની શેઠ અધુ ! અરધી હજામત કેમ છે ?

લેખક—જરા હજામથી કુસ્તી થઇ છે.

હજામ—તો હજામ સાથે લડીને હજામને બોલાવતા શરમાતા નથી. જવું.

માંડણ—કેમ જોયુંના હવે એક રૂપીઓ આપે તો એ હરામ છે. તું પણ યાદ કરકે ધાસ્તી ભરેલું કામ છે.

દક્ષીણી—કાયહો દાદા કાય કુડે બસણાર. આહે. હીચકાય અસે કાય—અરધ હજામત કસલી.

લેખક—જરા હજામસે ઝગડ'ઝાલા.

દક્ષીણી—શેઠ માફ કરા હમચીનાતચા કાયદા નાંહીં (જવું.

લેખક—બીજો બોલાવ.

માંડણ—હવે બે રૂપીયાને આના ચાર ઉપર.

અરધી હજામત મુંડવામા વીસ આના દામ છે.
આગળ વધ્યા તો વધારે ધાસ્તી ભરેલું કામ છે.

ભૈયો—(પ્ર) કહાહો સેઠ તુમ હજામત કરવા તે હો. યે કયા.

લેખક—યે હજામત મેં ગોટાલા.

ભૈયો—શરમ હયે કે હજામકે ગોટાલેમેં હજામકો બુલાતે હો, તુમ પુરે હજામ હો.

માંડણ—પાંચ પુરા રૂપીઆ આ હજામતના દામ છે,
આગળ વધ્યા તો હજીપણ ધસ્તી ભરેલું કામ છે.

લેખક—સળગાવી દઇશ મારી દઢી પણ તને એક પાઇ દેનાર નથી. અરે પ્રભુ આ લોકોને કોઇ કહેનાર નથી (જવુ)

માંડણ—મોંઘી બહુ તાણતાં તુટી ગયું ખેર પણ હવે કયો ધંધો કરવો કેમકે ખરચી ખુટ થયા છીએ;

પાઇ ખોટી કોથળીમાં હોય તો હરામ છે,
ખાલી થયા લુંટાઇને ધસ્તી ભરેલું કામ છે;
નસીબને યોગે અરેરે આજ આ રસ્તે ચડયા,
અપવાસના દી ભેટતાં મમતણા વાંધા પડયા.

મોંઘી—બળ્યો ધંધો એ શું કરવો. આવડત બળી છેજ કયાં વારૂ તો એમ કરો આજકાલ નાટક મંડળીયોનું તેજ બજાર છે. વળી

નટ એટલે પાઠ કરનાર ઓછા છે તો તે માટે તમારો શું વિચાર છે.

માંડણ—જો કે તારો વિચાર ઠીક છે પણ એમાંએ એક બીકુ છે. અને તે એકે મારાથી રાજાનો પાઠ થશે. દરબારી ચોપદાર કે ગુલટામાં ઉતરતાં શરમ લાગશે.

મોંઘી—પણ તમે રાજા પાઠમાં શોભશો કેવા! આ ખેતરપાળ ખીજડીયા હનમાન જેવા દેખાવમાં રાજાનો પોશાક શોભશેજ નહીં.

માંડણ—અને તને પણ તેજ હરકત નડશે. આવી બીકાનેરની સાંઢડી જેવી ચાલ–મથુરાના માંકડા જેવા હાવભાવ અને આ વંઠેલ વામમાર્ગી વનીતા જેવા દેખાવમાં રાણીનો ગંભીર પાઠ તદ્દન ઝેર જેવો ખીલી નીકળશે.

રાણી થનારૂં મોં જરા અરીસામાં જો,
જાણે ચડેલી ખીજડાના ઝાડ ઉપર ઘો.

મોંઘી—મારૂ તે તકરારમાં માલ નથી જે મળશે તે કામ કરશું પણ ભાષણ ને ગાયન બોલાવશે તેનું શું.

માંડણ—ગાયન તૈયાર છે ને ભાષણ ઘડી કાઢતાં કયાં વાર છે.

મોંઘી—ગાયન બોલો જોઇએ.

માંડણ—અપને મૈલાકી ઐયેં જોગન બની.

સીપાઇ—(પ્ર) અરધી રાત્રે સંગીત. અરે આ તો માણસો છે કે પલીત. આખી દુનિયા આરામમાં છે ત્યારે આ નવીન જનાવરો સંગીતના તોફાનમાં છે જરૂર ભેદી માણસો છે વીચીત્ર દંપતી છે. સાંભળવાદે કે શું ભેદ છે.

માંડણ—સાંભળ હવે ભાષણ બોલું છું. સાંભળ. કોણ કહી શકે છે કે હું ખાનપરનો નવાબ છુપા પોશાકમાં મારી મા સાથે એક પર ગામની ધર્મશાળામાં પડયો છું. ગુપ્ત ચર્ચાનું છે કામ, ખાન સાહેબ મારૂં નામ, ખાનપુર મારૂં ગામ જો બાબત છે આમ.

સીપાઈ—હેં! ખાનપરના નવાબ અમારા રાજા જેના ખંડીયા છે તે આજ સારૂં થયું કે મને ખબર પડી ચાલ મહારાજાને બોલાવું ને નવાબ સાહેબને જાહેર કરવું (જવું)

ઓંધી-જ્યે। હવે સુઇ જાઓ સવારે પાછા પાઠ ગોખજો.

માંડણ-વારૂ.

> હુકમ તારો પાળવો એ અમારે મંજુર છે.
> બહાદુરનારી રત્ન તું શુરવીર છે વીરસુર છે.

કાથડદાડજી-(પ્ર) શું નવાબ સાબ પોતે પધાર્યા છે.

સીપાઇ-હા. સાથે માં સાહેબને લાવ્યા છે,

કાથડ-તેં મોઢામોઢ સાંભળ્યું.

સીપાઈ-હા સરદાર તેમણે પોતે બોલી દીધું કે હું નવાબ છુપા લીબાસમાં છું.

કાથડ-અરરર દીવાન જો આ વાત છાની રહી હતે તો શું શું થાતે નવાબના આપણે ખંડીયા જો આ વાત અંધારે રેતે, તો કાળકાણી રહી જતે.

> સારૂં થયું સારૂં થયું કે ભેદ છે ફુટી ગયો
> સુરજ ઉગ્યો તે—છાબડે ઢાંકયો ન ભા ઢાંકયો રહયો.

ચોપદાર હોક નેકી દીવાન ઉઠાડો નવાબ સાબને. એઇતાજ તયાર રાખજો ઉઠે કે પહેરાવી દેજો.

ચોપદાર-ઘણી ખમ્મા ખાનપર ના નવાબને.

ઓંધી-(ઉઠી) હેં આશું આશું ગોટાળા ભરીબાજી.

કાથડ-તમારો સેવક હું પોતે કાથડદાજી. મહેલ બળી ગયા હતા કે ધર્મશાળામાં ધામા લગાવ્યા.

માંડણ-શું ગોટાળો છે કોણ હું છું.

કાથડ-ખાનપરના નવાબ સાહેબ અમારા છત્ર.

માંડણ-નહીં હું હજામ છું.

કાથડ—જોયું દીવાનજી કેવા ટુલીયા છે શું જુવો છો મારા બાઇ તાજ અડાવી દયો. એઇ સીપાહી ગાડી બોલાવો.

માંડણ—સજુર, તમે ભુલો છો.

> નવાબ કે રાજા નથી છે ભુલ આતંકાન છે,
> જાઓ નહીં તો થવાનું ધાસ્તી ભરેલું કામ છે;

કાથડ—હવે દમન છાંટો શરમ છે મોટાના છોરૂને વધારે કહેવામાં અમારો ના ભરમ છે.

નવાબ મારા ધણી હું છું ખંડીઓજી આપનો
સંબંધ કેવો અમારો ને તમારા હા બાપનો;

માંડણ—હું નહીં એવું જાઓ.

કાથડ—નહીં બને એ વાત, મારા આપતો મહેમાન છો,
નવાબ મારા ધર્મ કેરા બાપ છો ભગવાન છો;
ચાલો લઇ સાહેબને એલાયદા એ મ્હેલમાં,
ઉઘાડા કેવા થયા છોના રમ્યાતા ખેલમાં;

માંડણ—આ બધો બકવાદ છે ઠાલો.

કાથડ—અરે ગધેડાઓ લઇ ચાલો,

માંડણ—કંગાલીયતમાંથી મળ્યો નવાબનો દમામ છે.
એ પ્રભુ તારૂં પણ બહુ ધાસ્તી ભરેલું કામ છે; (જવું.)

# અંક બીજો.

## પ્રવેશ.

સ્થળ

પાત્રો

કાથડજી—દીવાનજી આખા ગામમાં એવો ઢંઢેરો પીટાવી દીયો કે નવાબ સાહેબ જ્યાં સુધી આપણાં ગામમાં રહેશે ત્યાંસુધી ઇન્સાફ તેજ કરશે મારૂં કંઇ નહીં ચાલે.

દીવાન—બરાબર છે અને તમારે યાદ રાખવાનું છે કે નવાબ સાહેબ ગમે તેવો ઇન્સાફ કરે પણ વાહવા શાહબાશ વાહા નવાબ ધન્ય ઘણું સારૂં વિગેરે કીધે જાવું.

બધા—વારૂ.

ચોપદાર—નવાબ સાહેબને ઘણી ખમ્મા.

કાથડજી—એલા નમીપડો નમીપડો નવાબ સાહેબ આવ્યાં. પૃથ્વી-પતીને પ્રણામ.

માંડણ—નવાબી ન્હોતી જોતી તોએ જમીન ફાડીને હાજર થઇ. પણ આ ગોટાળો ઝાઝો નભતો નથી.

આજ નવ્વાબી મળીતો કાલ ફાંસી આવશે,
કોણ જાણે કે પ્રભુ શું શું હજી દેખાડશે;
દિવાનો હું છું અગર કાંતો જગત તમામ છે,
હીસાબને અંતે બહુ ધાસ્તી ભરેલું કામ છે;

કાથડ—પૃથ્વીનાથ પધારો બીરાજો.

માંડણ—નહી હું તખતને લાયક નથી.

કાથડ—હવે રાખો બહુ થાય છે. ટીંખળની હદ ઓળંગાય છે.

મશ્કરી ઠઠા બહુ સારી નથી ઓ બાદશાહ,
શરમ રાખો લાજીએ સૌ અમે દેખીને દશા;

જાઓ રાવ લઇને આવ્યા હોય તેને ઉભા કરી દયો;

માંડણ—ઠીકભાઇ તમે બધા જ્યારે મારી આવીજ દશા કરવા માગો છો તો હું પણ હાંકયે રાખું છું.

જબર હસ્તીનો થયો સોદો તમામ છે,
તો અમારે ને તમારે ધાસ્તી ભરેલું કામ છે;

કેમ તારી શું ફરીયદ.

ગૃહસ્થ—આપની દેખતી આંખ જોઇ શકે છે કે હું સાજો તાજો જીવતો જાગતો છું છતાં છાપાવાળાએ એવું છાપ્યું કે ગઇ કાલે હું મરી ગયો.

માંડણ—ધારતી ભરેલુ કામ છે. કેમ આનો શું ખુલાસો.

છાપાવાળો—આ પત્ર તેમના મરણનો મળ્યો છે તે વાંચો.

ગૃહસ્થ—તે કોઇ મારા દુસ્મનનું કારસ્તાન છે.

માંડણ—ધારતી ભરેલું કામ છે, આનો ઇન્સાફ એ કે આ છાપાવાળાને પણ ખબર મળ્યા તે સાચા છે ને તમે જીવો છો એ પણ ખરૂં છે તો આવતી કાલના છાપામાં એમ છાપો કે આ શેઠ જે

કાલે મરી ગયા હતા તે આજે પાછા જન્મયા છે. ચલાઓ કચેરી બરખાસ્ત.'

દીવાન—અરે હજી ઘણા ચુકાદા ચુકવવાં છે.

માંડણુ—ચાલો તો કચેરી પાછી બેસાડો–લાવો ફરીયાદી કયાં છે.

દીવાન—નામદાર આ સીપાઇએ એક મોચીનું ખુન કર્યું છે.

માંડણુ—ધારતી ભરેલું કામ છે ફરીયાદી કયાં છે.

ફરીયાદી—હાજર છું નામદાર.

માંડણુ—કોનું તારૂં ખુન થયું છે?

ફરીયાદી—નહીં મારા ભાઇનું

માંડણુ—તો તું ડાહયો થવા કેમ આવ્યો છે, જા તારા ભાઇને મોકલ જેનું ખુન થાય તેનાથીજ ફરીયાદી કરાય.

ફરીયાદી—પણુ એ તો મરી ગયો.

માંડણુ—એ કામ ન આવે ફરીયાદી નોંધીને મરવું હતું. એમ બીન કાયદે ન મરાય. દીવાન આનો ૧૦૦) રૂપીઆ દંડ કરો. અરધા રૂપીઆ ખુન કરનારને અને અરધા મરનારને મોકલી આપો ચલાઓ.

અદલ ઇન્સાફી થવું બસ ધર્મ એનું નામ છે,
અધર્મ કરવામાં બહુ ધારતી ભરેલું કામ છે.

બધા—વાહ ઇન્સાફ! વાહ ઇન્સાફ.

માંડણુ—ચાલો આગળ વધો.

દીવાન—આ માણુસે આપઘાત કરવા કોશીશ કરી.

માંડણુ—એને જયારે મરવાનો શોખ છે તો છ મહીના સુધી ફંસીની સજા કરો ચલાઓ.

બધા—વાહ નવાબ સાહેબ? વાહ વાહ ઇન્સાફ વાહ.

દીવાન—મ્હેરબાન આ પઠાણુ છે બહુ જનુની છે ચાર ખુન કરી નાંખ્યા.

માંડણુ—કેમ! તમારૂં આવું ધારતી ભરેલું કામ છે?

પઠાણુ—નામદાર નવા હથીયારની અજમાયશ કરતા એ નજીવી ભુલ થઇ છે.

માંડણ—તેમાં ખોટું શું કર્યું ! નવા હથીયારની તાલીમ લેતાં માણસ મરી પણ જાય.

તલ્વાર વાપરતી સીપાઇ લોકનોજ હમામ છે.
એ વાત માંહી ના જરા ધાસ્તી ભરેલું કામ છે.

બધા—શું ન્યાય. શું હોંશીયારી. શું બ્હાદુરી.

માંડણ—વારૂં બીજું શું છે.

દીવાન—કોતવાલ સાહેબ ગુજરી ગયા.

માંડણ—વગર રજાએ પગાર ચડતો રાખીને પંદર દીવસ પહેલાં ખબર આપ્યા વગર પોતાની જોખમી જગ્યાએ માણસને અવેજીમાં મુકયા વગર મરી ગયા. ધાસ્તી ભરેલું કામ છે. એનાથી મરાયજ કેમ.

કાથડજી—હા સાળું પુછે નહીં કારવે નહી ને મરજીમાં આવે ત્યારે મરી જાય નવાબ સાહેબ આ વખત એવી સજા કરો કે બીજો મરતાં વિચાર કરે. સાળું આ તે કેમ ખમાય માંડમાંડ શીખીને જુના થાય ત્યાં મરી જાય આમ.

માંડણ—ધાસ્તી ભરેલું કામ છે ! દીવાનજી આજે એક માણસને રવાના કરો અને એને કહેવરાવો કે.

ગુસ્સે થયેલા તમારાપર દરબારીઓ તમામ છે.
હાજર થશો નહીં તો પછી, ધાસ્તી ભરેલું કામ છે.

બધા—વાહવાહ વાહવાહ શું ઇન્સાફ.

માંડણ—ચાલો દરબાર બરખાસ્ત.

કાથડ—નામદાર હવે એક અરજ મારી છે

માંડણ—વારૂ બોલો શું કામ છે.

કાથડ—માનશંગજીએ પોતાના બ્હેન જેમ અકબરશાહેબને આપ્યાં તેમ મારી પુત્રી પણ આપને આપવાનો વિચાર છે.

માંડણ—જયો ગોટાળાપર ગોટાળો ભેદપર ભેદ આ કામ જરૂર માથું કપવશે. કુરાના મોતે મોત લાવશે.

આ ભેદમાં મોકાણ છે પુરૂ સનાન છે.
ચોક્કસ હવે તો ભવીશ્યે ધાસ્તી ભરેલું કામ છે.

કથડ—કેમ નામદાર શો જવાબ

માંડણ—તમારી અરજને દીલગીરી સાથે ના મંજુર કરૂં છું.

કાથડ—ના મંજુર ઉફ્ સખત આઘાત ગજબની વાત નથી સહેવાતો તાપ. પ્રભુ મને મદદ આપ. કાન બ્હેરા થઇ જાઓ, દીલ પત્થરનું થાઓ, હવા છુટી જા. દીલ તુટી જા. આશા ખુટી જા. તલ્વારના મુઠી થા પ્રભુ તું દયાને લુંટી જા એ ઝાટકા એ તલ્વાર.

"ધીરને છોડ દીલગીરને મદદ કરવીર થા શુધ્ધ સમશેર મારી
ચીર ઇન્કાર કરનારના દેહનેહામને રાખ લોહી પીનારી."

માંડણ—અરે બસ બસ ઠાકોર સાહેબ. તબીયત તમારી આમ છે. હાય હાય ધાસ્તી ભરેલું કામ છે. અરે કોણ છે હાજર. પકડી રાખો. ઉશ્કેરાએલા ઠાકોર સાહેબ સત્યાનાસ વાળી નાંખશે કચેરીમાં રમખાણુ થશે.

જોતા નથી તબીયત ગરમ કેવી થઇ એકામ છે,
પકડો નહીં તો થવાનું ધાસ્તી ભરેલું કામ છે.

મોંઘી—કેમ દરબારમાં શું કોલાહલ છે,

માંડણ—ધાસ્તી ભરેલું કામ છે. અહીં શાન્ત કરૂણા રસ વીરરસમાં ફરી જાય છે.

કાથડ—માજી સરકાર નહીં જીવું. નવાબ સાહેબ જો નારાજ કરશે તો હું નહીં જીવું અને એમને જીવવા પણ નહીં દઉં.

મોંઘી—પણ છે શું એમ કહેશો કે? આમ હોળીના નાળીયેરની જેમ બળી મરશો.

કાથડ—મારી પુત્રીનો ઇન્કાર. શું અમારૂં કુલ નીચું છે. શું અમારામાં એબ છે. ના ના કશું નહીં. કાંઇ નથી છતાં નવાબ સાહેબ આડા ફાટે છે.

મોંઘી—ભાઇ એનામાં અકલજ કયાં બળી છે. લાવો નાળીયેરં લાવો હું કબુલ કરૂં છું.

માંડણ—એમાં સાહેબ.

મોંઘી—આ શું પ્રકાર.

માંડણ—જયાંસુધી હું નવાબના પાઠમાં છું ત્યાંસુધી તુ બાયડી-ટળીને મા. પણ આશું મારે છે. જયારે આપણું પોગળ ઉઘાડું પડશે. ત્યારે આ કાથડજીદાજી આપણા માથાની બરેઆજી કરી હરાજી કરશે.

મોંઘી—તેથા શું થયું પણ અત્યારે તો સારૂં થશે.

માંડણ—રાંડ અવળ ચંડી મને નવાબ મટી જવા દે.

અવળ ચંડીપણું વેળા કવેળા આમ છે.
પાઠ પુરો થવા દે ધાસ્તી ભરેલું કામ છે.

કાથડ—કેમ કયાં સુધી ખાનગી, હજી ખાનગી પુરૂં ન થયું,
મોંઘી—લાવો હુ નાળીયેર કબુલ કરૂં છું. મંગાવો.

કાથડ—કયારનું સળગાવી મુકયું છે—ગોર ભણો દીવાન, વડારણો લાવો, મંગળ ગીત ગવરાવો, આનંદ વરસાવો, સાકર વ્હેંચાવો જાઓ. તમેએ પાછા ઉભા ઉંટ જેવા ધીમા કંઇ ધીમા.

માંડણ—આ છટકું હવે જીવતા છોડે એ વાત કદી કાળે થનારી નથી પાછા ઉઠવા દે એવી આ બીમારી નથી.

હજામ છું એ વાત ફુટયે ભયંકર તોફાન છે,
અંતમાંહી અતીશય ધાસ્તી ભરેલુ કામ છે;

નાચરંગ.

———:o:———

# અંક ત્રીજો,

## પ્રવેશ ત્રીજો.

### ગાયન.

મોંઘી—ગોટાજો ગંભીર થતો જાય છે. આજકાલ મહેરબાન મહારાજા ધિરાજ કાંથડજી દાઝો બનતા જાય છે, પાજી, અરે શું વાત કરૂં એ આંધળ ખચ્ચર લાડ કરે છે મારાપર આશક પડી મરે છે આંમ લડાવે છે પીટયાનું મ્હો તો જાણે લંગુર વાંદરો; પણ હરકત નહીં.

ખો ભુલાવું માંકડાની બનાવી દર્ગી રાંકડો,
પરનારને સમજે ભરીશ્યે સાપ કેરો શાંફડો.

લ્યો સામેથી સદૈવંત અવતાર ફરહાદના શાગીર્દ યુસુફના મુર્શીદ એજ આવે છે.

ઠા.—દીવાનજી જ્યારથી આ રંભાપર નજર પડી છે ત્યારથી બુધ્ધી પરવશ પડી છે. મને લાગે છે કે નવાબ સાહેબના આ ઓરમાન માતા છે, કેમકે કયાં આ નાનું બાળ ને કયાં એ હોળીની ઝાળ. કયાં આ ખીલેલી વેલ ને કયાં એ ખટારાના બેલ.

દી.—સત્ય છે મહારાજ.

ઠા.—બસ હવે મારા મનનું ટટું લગામમાં નથી રહેતું. જાઓ તમે ડેલીયે સરત રાખો નવાબ સાહેબ આવે તેની ખબર આપો ત્યાં સુધીમાં આ સોનાની ચકલીને ફસાવું છું, ધીગાણુંનો રંગ જમાવું છું કેમકે આમાં બે ફાયદા છે.

એક મારી દીકરીને સાળટળશે સાસુનું,
છેવટ બીજું આવી જશે હા વિરહ કેરા આસુનું;
પરવશ પડયો ઇશ્કે ચડયો તોફાન હૈયે પ્રેમનું,
તો માપવાની ગરજ છે કઇ તરફ છે મન એમનું.

દી.—આપે યાદ રાખવાનું છે ક હું દીવાન છું, આ કામ મારા દરજ્જાથી વીરૂધ્ધ છે.

કાંથડ—તમે મુરખ છો દીવાનનો અર્થ શું ખાનગી સલાહકાર તો આ કામ તો જોખમથી ભરપુર છે.

દી.—નામદાર.

કા.—નહીં જોઇયે તકરાર. નોકર છો ધર્મ સંભાળો નોકરીના કાયદા પાળો.

દી.—જેવો હુકમ.

દીવાનગીરીમા અરેરે આ મબેલું કામ છે,
પરવશપણું છે નોકરી ઇજ્જત તણું ના નામ છે.

કાંથડ—અરજ કેમ કરવી. આ ઇન્દ્ર સભાના નાટકની પ્હેલ કેમ આદરવી. અરે કોઇ તો બતાવો?

મોં.—ઠાકોર સાહેબ આવો.

કાં.—હાય જાલીમ.

મોં.—શરૂ થઇ ગઇ શૃંગારની તાલીમ. ઠાકોર સાહેબ આમ વણ-સાયલી દાલ જેવું કચવાણું કાંચું શા માટે કરો ઘેર ?

કાં.—કાંઇ નહી.

મોં.—નાના કાંઇ પણ

કાં.—તો સાંભળો, મારી હૃદય વેદનાની શરૂઆત કરૂં છું.
હાય મુઝે દર્દે જીગરને સતાયા.

મોં.—વાહ જણેતા વાહ. શું રતન પાકયું છે, એ વોય ગાયનની ધુનમાં કયાં પડી ગયાં.

કા.—લયલી લયલી પોકારૂં મય બનમેં
મોરી લેલી બંસી મોરે મનમેં.

મોં.—પારો દીકરો ગેલ કરે છે! સબુર કર તારો પણ ઘાટ ઘડાય છે. પણ તમારે કામ શું છે.

કા.—કાંઇક કામ, કંઇક કાજ, કંઇક શરમ, કંઇક લાજ.

મોં.—પણ વાતતો કરો હચો પાછા ઘુંટણભર· શાના બેઠા. ઉભા થાઓ કોઇ જોશે તો કહેશે કે આવો આરબી ઘોડા જેવો આદમી આ શું કહે છે.

ઠા.—આનું કહીદે કહીદે મારા સ્વરૂપ માટે મારી વાકય ચાતુર્યતા માટે મારા સ્વભાવ માટે તારો શું મત છે.

મોં.—મારો મત એ છે કે તમારૂં આ સુર્ય ગ્રહણ જેવું રૂપ મારવાડી ઉંટ જેવી ચાલ કાસ્મીરી ઘેટા જેવા વાળ નાપગરાના ધોધને મળતો અવાજ તમારો વાસો તો જાણે પાણીપતના રણક્ષેત્રનું નગારૂં બોલે શું ખામી છે વારૂં.

ઠા.—બસ તો હાય.

મો.—તારૂં નખ્ખોદ જાય.

ઠા.—કોણ કરે મને સ્હાય.

મો.—માતા ભદ્રકાળી.

ઠા.—મારા દર્દનો કોણ કરે ઉપાય.

મો.--પાવાગઢવાળી.

ઠા.—હાય હું શું કરૂ.

મોં—ફરીયાદી.

કાં—કોનાપર.

મોં—રખડીયા હનુમાનપર.

કાં—હાય હું મરૂં છું.

મોં—પ્રભુ તમારૂં નર્કમાં સારી જગ્યાપર ઠેકાણું કરે

કાં—હા હું વગર અગ્નીએ બળું છું

મો—મારે રામ વ્હેલો નીકાલ કરો

કાં—અય બાનુ અય કુદરતની કારીગરી અય ગુલફામની સબ્જ પરી અય આશીકોને કતલ કરનાર તરવાર મારાપર દયા કર ઓહ હુંથી પ્યાર કરના તકરાર કર મને દીલહારકર હૈયા હાર કર

નિશ્વાસના ભાવને સમજ બાનું

મોં— ભેજું ફરેલું દીસે આજ આનું

હું ધારૂં તેટલા તમે ગધેડા બેવકુફ કે લફંગા નથી

કાં—એટલે

મોં—એટલે એમ કે કે પરાઇ સ્ત્રીથી પ્રેમ.

કાં—તમે સમજુ છો મુર્ખ નથી

ચતુર ચપળા ચમક ચટકાથી ભરેલાં છો તમે
દેવી તમે છો અમારા ને પુજારી તારા અમે
બનાવી ગોઠીયો કર ગોઠડી ઓ સુંદરી મારી
બનું હું પોઠીયો જો હોય શંકર તુ અરે નારી

મોં—વાહ ધરકી ખચ્ચર વાહ વાહ વર્ણુશંકર વાહ વાહ ધન ચક્કર વાહ

રામના સેના મહીના એક છો અફસર
વાહ ખચ્ચર ધરકના આફ્રીન તાહારાપર

કાં—પીગળી પીગળી, મનની ઇચ્છા ફળી. પ્રેમને માર્ગે વળી આખરે મળી. બસ હવે એક ભરચક છલાછલ અંગારનું સંગીન ટકાડું કે બાકીનો મામલો પુરો.

ગાયન

દી—નવાબ સાહેબ એકદમ પધારે છે મગજતેજ વધારે છે તમારા નામની હાક મારે છે ચેપદાર બહુ વારે છે પણ જરાયે ના ગણકારે છે હું જાઉંછું કેમકે કામ મારે છે,

કાં—ઓય મારા બાપ ફસાણા મુઝાણા હવે શું થશે.

અંગારમાં ઉઠયો પલીતો મોતનું સાટું થયું
ઇશ્કનું ખચ્ચર અરેરે કવેળા બેશી ગયું

મો.—નામદાર કેમ ધ્રુજો છો શું લકવાની બીમારી લાગુ પડી.
ઠા.—નહીં તેવું નથી, અને છે પણ ખરૂં, હાય હાય હવે શું કરૂં.

નબ્બાબની તલવાર છે તે અમારો આ જાન છે
ગરમા ગરમ કુસ્તી થશે આ હાડકાં કુરબાન છે

મો.—તો આ ઓરડાને બે દરવાજા રખાવવા હતાને.

ઠા.—શી ખબર કે આવો વખત આવશે આ ઓરડામાં ઝંડા ઝુલણને તેજાનું ફારમ થશે.

મો.—હું એક રસ્તો બતાવું છુ.

ઠા.—બોલ મારો બાપ કરૂં અત્યારે મારી બુદ્ધિ ગેબ છે.

મો.—તમે મારો પોશાક પ્હેરી બેસી જાઓ એટલે એ વાત કરીને ચાલ્યા જશે ને આવેલી આફત પણ પુરી થશે.

ઠા.—આ સખ્ત સમયમાં તમારી યોગ્ય સલાહ છે.

મો.—તો પ્હેરી લ્યો કે પત્યું.

ઠા.—ઠીક જોયું.

પરનાર કેરા પ્યારમાં આવા યોગ્ય અયોગ્ય ભવાડા થાયછે
મો.—આગળ હજી જોવું રહ્યું છે ખેલ શું ભજવાય છે

(બીઝનેસ)

એમ્રયો, મહ્ના સાડી પહેરતાંયે નથી આવડતી કે આમ પહેર (જવું)

ઠા.—આ તે બાયડીના હાથ છે કે ભીમસેનના કાન છે કે તુટી ગયો ના ના છે આ અ.વ્યા.

માં.—કેમ વ્હાલી પ્રાણ પ્યારી.

ઠા.—મોકાણુની વારી શું નવાબ ખાનગીમાં માને પ્યારી કહેતા હશે.

માંડણ—આ બાજ કાઢી કેમ આમ છે શું ધાસ્તી ભરેલું કામ છે પ્રીયા હવે અહીંથી પલાયન કરવામાંજ મઝા છે નહીંતર સમજ કે કજા છે.

પેલે દીવસ પરોણો ને બીજે દહાડે નહી
ત્રીજે દહાડે રહે તેની અક્કલ સમજો ગઇ

કાં—હવે આ ટળશે કે નહી, કુમાર અરે શાહજાદા.

માં—ચુપ છેક હદ છોડી નાખી શું મારૂં શાહજાદો નામ છે
બસ ધાસ્તી ભરેલું કામ છે.

ધણીને કહે દીકરો એ ભયંકર તોફાન છે
મશ્કરી જો કરી તો ધાસ્તી ભરેલું કામ છે

કાં—હવે વ્હાલો કહેતાયે જાય તો સારૂ પ્રાણેશ

માં—ઓશો હૃદયેશ્વરીને કહીયો અમોને શુ તમારૂં શુંદરી ફર્માન

નોટ—(બીજી કરી માટે નહી બોલું એ કોલમ કટ) તથ આંખ કેટલી છે કાન કેટલા છે બાયડી કેટલી તે કલમ કટ.



# અંક ૩ જો

## પ્રવેસ ૪ થો.

——:o:——

(જાનડીનું ગાયન.)

**કાંથડજી**—છોકરાંને પાળી પોશી મોટાં આપણે કરવા ને પરણે બીજા એતે કેમ ખમાય.

**માંડણ**—આ લગ્ન જરૂર માથું કુરબાન કરાવશે.

ચોરી નહી પણ છે ચીતા મંડપ નહી સમશાન છે
આ લગ્નને અંતે બહુ ધાસ્તી ભરેલું કામ છે.

**કાંથડજી**—ઉભુ રાખો ઉભુ રાખો મારો જીવ મુંઝાય છે. છોકરીને પરાઈ થતી જોઇ મારા છક્કા પંજા છુટી જાય છે.

**કુંવરી**—અને મારો પણ શ્વાસ રૂંધાય છે. (રડવું)

**માંઠણ**—ધાસ્તી ભરેલું કામ છે.

રે કકળ ચાલી પ્રથમતો એ મહી પરીણામ છે.
ફૂટતાં સૌ વાત હા ધાસ્તી ભરેલું કામ છે.

**કાંથડજી**—અય સુલ્તાનાએ નવાબ, આ મારી દીકરી તે તમારીજ જાણજો. તમે એની મા છો તેમજ વર્તજો. ગોર મહારાજ મંગળ કામને આગળ ચલાવો મારે આંગણે આવેલ પ્રસંગને પતાવો. અરે તમે મુંગી મંતર કેમ મુઇ છો જરા ગીતતો ગાઓ.

**ગો**—શમો વર્ત શુભલગ્નં આરોગ્યં નીરવિઘ્નં શુભં ભવતુઃ ચાલો ફેરા ફરવા માંડો.

**માંડણ**—ફેરા નહી આ ચાર વેળા ફાંસીયે મુકામ છે.
રસ્તો પ્રભુ તું કાઢ આ ધાસ્તી ભરેલું કામ છે.

**( નેપથ્યે કોલાહોલ )**

**સી**—મહારાજા ધીરાજ દરવાજાપર મહમદશાહના માણસો આવેલા છે.

**માંડણુ**—ધાસ્તી ભરેલું કામ છે.

. આવી પહોચ્યા જમ હવે ના જીંદગીની ખેર છે
ધાસ્તી ભરેલું કામ છે બસ આજ કાળો કહેર છે.

**કાંથડજી**—તે નવાબસાહેબના લગન વખતે શું કામ આવ્યા હશે. દિવાન પહેરામણી લઇને પધાર્યા હશે.

**માંડણુ**—પહેરામણીતો એવી લાવ્યા હશે કે સોનાના કડાંને બદલે લોઢાના કડાં પહેરાવશે. શીરપેચને બદલે શીરછેદ થશે.

શીરપાવમાં શુળી અગરતો ફાંસીયે આ જાન છે
ધાસ્તી ભરેલાં કામથી ધાસ્તી ભરેલું કામ છે.

**કાંથડજી**—નવાબ સાહેબ, મેમાન માટે શું ફરમાન છે જે હુકમ હોય તે કહી નાખો આ દિવાન તમારો ને મારો તાબેદાર ગુલામ છે.

**માંડણુ**—ધાસ્તીભરેલું કામ છે. જાઓ એને કહો કે હાલ ઉતારાની સગવડ ન હોવાથી કોઇ ધરમશાળા કે મુસાફરખાનામાં મરો

ધાર્યા હતા તેથી વધારે પધાર્યા મ્હેમાન છે
તો તમારે માટે અહીના દર અગર કે ઠામ છે
સદાવ્રત શાળા લીયો શોધી બધું આગામ છે
માનશો નહીતો પછી ધાસ્તી ભરેલું કામ છે,

**સીપાઇ**—હજુર બેઅદબી માફ એનો કહે છે કે અમે મ્હેમાન થવા નથી આવ્યા.

**માંડણુ**—તો શું જખમારવા આવ્યા છે.

**સીપાઇ**—એતો એમ કહે છે કે અમારો કેદી જે અહીં નવાબ થઇ આવ્યો છે તેનાથી કામ છે.

**માંડણુ**—ધાસ્તી ભરેલું કામ છે

વાત છે જાણી ગયેલા નામ બસ બદનામ છે
એ ઘડીની બાદમાં ધાસ્તી ભરેલું કામ છે

વારૂં, એ કેદીની જાત શું કહે છે

**સીપાઇ**—એ કહે છે કે એતો હજામ છે

**માંડણુ**—ધાસ્તી ભરેલું કામ છે

**કાંથડજી**—આવું અપમાન, બસ મારો પિત્ત ઉકળી જાય છે. હું તલ્વાર ખેંચું છું દીવાનજી મ્યાન પકડો. હું ખુની છું ઝનુની છું.

**માંડણ**—ધાસ્તી ભરેલું કામ છે.

ગંભીર ગોટાળા મંહી ગંભીર સૌ અંજામ છે
કાંઇ પણ કહેશો નહી ધાસ્તી ભરેલું કામ છે.

**ચોકીવાન**—પકડો વ્હેહી હરામખોર હજામ હય.

**માંડણ**—ધાસ્તી ભરેલું કામ છે.

આ લગ્નમાંહી વઘન કેવું પડેલું ભગવાન છે
હાય મારા બાપ આ ધાસ્તી ભરેલું કામ છે.

**કાંથડજી**—એઇ પહેલવાનના દીકરાઓ તમારી શું સત્તા છે કે મારા જમાઇને પકડો છો નવાબ સાહેબની આબરૂં લ્યો છો.

**ચો**—કૌન વ્હે, નવ્વાબ અસતગ ફીરૂલ્લાહ વ્હે નવાબ.

**માં**—હસતા હે કાયકુ, તને શરમ નહીં આવતી હે, હમ કોણ હે નવાબ તારા ટુકડે ટુકડા કર ડાલેગા ઘાણીમે નાંખકે પીસી નાખેગા.

**કાં**—હા અમને પણ ગુસ્સા ચડયા હૈ.

**ચો**—અબ તકરાર છોડદે ઔર માનજા કે હમ હજામ હૈ.

**માં**—ધાસ્તી ભરેલા કામહે અચ્છા ભાઇ જા હું માનતા હું કે તું હજામ હૈ.

**ચો**—કૌન મય ઊફ ઐયાર મક્કાર ગુનેગાર તુજપે ખુદાકી માર.

**માં**—હવે સીધા ખડારે ઉલ્લુકા સરદાર આ શાદીકા મામલા ચાલતાહે ને તું ખુને નાહકના સીન બોલતાહે.

**ચો**—ઓ જફાશઆર.

મય કોનહું ઓર કયાહુ પહચાનતા નહી.
તાકત હમારી કો જરા તું જાનતા નહીં.

**માં**—જાનતા હું માનતા હું મગર જા જા અય ઇજારે પીંજારે મેને લાખો

**મો**—ઓ વોય વળી ગાયન કયાં શરૂ કર્યું, માની જાઓને.

**માં**—તું નબોલ, અત્યારે ધાસ્તી ભરેલું કામ છે.

**ઠાં**—નવ્વાબણુ તમેજ કહો કે આમાં શું ભેદ છે, હું ગાંડો, આ ગાંડો, કે એ ગાંડો છે.

**માં**—મુગીમર રાંડ આ કટાકટીનો વખત છે.

**મોં**—નહીં હું માની જવાની.

**માં**—હું ના પાડું છું.

**મોં**—તો આ બોલી ઠાકોર સાહેબ, હું બધી વાત અક્ષરે અક્ષર કહી દઉં છું.

**માં**—આ રાંડે બરાબર વખતસર આડાઈ આદરી માટે માટે આપણેજ કરી દઈયે કબુલ.

**ચોકીદાર**— કયું એ કીસ હાલમેં હય

**માંડણુ**—શેર લોહીકી જાલમેં હય.

**કાંથડજી**—કેમ તમારી તબીયત આમ છે.

**માંડણુ**—ધાસ્તી ભરેલું કામ છે. મ્હેરબાન ઠાકોર સાહેબ તથા સરદાર સાહેબ. તથા કુંવરી સાહેબ તથા દાસીમંડળસહ દિવાનજી બાકી બચેલાં ગુલાઓ હું નવાબ નથી ને માલી કે મુલક નથી પણ આ ગૃહસ્થે જણાવ્યા મુજબ સેવક હજામ છે એટલે આ સર્વે ધાસ્તી ભરેલું કામ છે.

**ઠાકોર**—હેં હજામ ભુડું થયું.

**દિવાન**—અરે સારૂં થયું કે પ્હેલેથી પોગળ પુટી ગયું આપણું પાણી રહ્યું

**માંડણુ**—વધારામાં સાંભળો, મ્હે કાંઇ નવાબ થવાનો કે હોવાનો દાવો ધરાવ્યો નથી પણ આ મ્હેરબાને મારી પછાડી મને નવાબીનું પુછડયુ ચોટાડયું છે. ધરમશાળામાંથી પરાણે અહીં ખેંચી લાવી આ લફરૂં વળગાડયું છે.

તો હવે બોલો તમે કોનું બધું તોફાન છે
આ બે અઝડમાં કોણનું ધાસ્તી ભરેલું કામ છે.

**ઠાકોર**—હા સાચું. એણે તો પ્હેલેથીજ કહ્યું હતું પણ આપણે માનેલ ન્હોતું.

**ચોકીદાર**—બડા કીસ્મતવાલા મગર આખર ફસગયા.

**ઠાકોર**—સરદાર સાબ, આ તમારા કેદી હે એને જોઇએ તો તોપને ગોળે બાંધો જોઇયે તો અહીં ગરદન મારો પણ અહીંથી પધારો.

થાશે ફજેતી બહુ અને હસનાર આખું ગામ છે

**માંડણ**—એમ કહીદીયોને. હવે ધાસ્તી ભરેલું કામ છે.

**ચોકીદાર**—ચલાઓ આગે હોજાઓ.

**માં.**—ચાલો. જે થાય તે જોવું બાકી રહ્યું શું શું રમત થાય છે તે તમેએ જોજો.

આજ કાંતો કાલ મારી ખોપરી કુરબાન છે
ચાલો હવે બાપા બહુ ધાસ્તી ભરેલું કામ છે. (જવું)

